ગાંડીવબાલોદ્યાનમાલા (૨)
પુષ્પઃ :તેરમું

# રશીદની પેટી

અને

# બીજી વાતો


લખનાર

નટવરલાલ વીમાવાળા






પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦—કેળાંપીઠ

[કિમ્મત] સુરત [૪ આના

મુદ્રકઃ પ્રકાશક
ઈશ્વરલાલ વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી

## બીજી માળા

| | | |
|---|---|---|
| ૧ | ભૂલભૂલામણિ | ૦–૧–૦ |
| ૨ | સવાકાની આપવીતી | ૦–૧–૦ |
| ૩ | ખોટી ખોટી વાતો | ૦–૪–૦ |
| ૪ | સિપાઇદાદા | ૦-૨–૬ |
| ૫ | મધપૂડો | ૦-૧૨-૦ |
| ૬ | કોલસાકાકા | ૦–૫–૦ |
| ૭ | સમરસ | ૦–૩–૦ |
| ૮ | કીર્તિસ્થંભ | ૦–૪–૦ |
| ૯ | રિક્કિટિક્કિ | ૦–૪–૦ |
| ૧૦ | સારંગીવાળો | ૦–૨–૦ |
| ૧૧ | ખરેખરી વાતો | ૦–૩–૦ |
| ૧૨ | મોસાળની મોજ | ૦–૩–૬ |
| ૧૩ | રશીદની પેટી વગેરે | ૦–૪–૦ |

## પહેલી માળા

૧ થી ૩૦ પુસ્તકના ૭ા રૂપિયા

મુદ્રણસ્થાન
ગાંડીવ મુદ્રણાલય
ખપાટીયા ચકલા, સુરત

# સાંકળીયું





# રશીદની પેટી

દૂર દૂર અરબસ્તાન નામે દેશ છે.

ત્યાં એક સોદાગર વસે. સોદાગર ભારે પૈસાવાળો. પુષ્કળ દોલત. ઘણાં ઢોર. અનેક સિપાઇ સપરા. એનું નામ રશીદ.

ઘરડો થઇને એ મરવા પડયો. એને એક દોસ્ત હતો. તેનું નામ અબ્બાસ. એને બોલાવીને કહે: દોસ્ત. તને એક કામ સોંપું. કરશે ?

દોસ્ત કહે: કરશું સ્તો. શું છે ?

સોદાગર બોલ્યો: જો ભાઇ, આ પેટારો જોયો ! કેવો મોટો છે ? એ પેટારો આખો ભરપુર છે. એ પેટારો ભેટ આપી દેવાનો છે.

દોસ્ત પૂછે: કોને આપી દેવાનો છે ?

સોદાગર બોલ્યો: તેજ કહું છું. જો, સાંભળ.



જે માણુસ એમ કહે કે દુનિયામાં હું સૌથી સુખી છું, તેને મારે એ ભેટ આપવો છે.

એ પેટારો હું તને સોંપું છું. આ રહી ચાવી. પણ તારે એ ખોલવો નહિ. કોઇને ખોલવા દેવો નહિ. ને સૌથી સુખી હોય તેને ચાવી આપી દેવી. તે ખોલે ને તેજ લઇ જાય.

દોસ્તે કબુલ કર્યું.

પછી તો સોદાગર મરી ગયો.

અબ્બાસ ભાઇએ દાંડી પીટાવી. ઢોલ વગ-

ડાવ્યો: સોદાગરનો પેટારો ભેટ આપવાનો છે. સૌથી સુખી હશે તેને મળશે. જે સુખી હોય તે આવે. ચાવી ને પેટારો તેને આપી દેવામાં આવશે.

રશીદ તો બહુ પૈસાવાળો હતો. બધા એ વાત જાણે. વાત સાંભળી સૌના મ્હોંમાં પાણી છૂટયું. આ વાત ફાંકડી ભાઈ! લાવોને, જે મળ્યું તે ખરૂં.

સેંકડો માણસ અબ્બાસને ત્યાં દોડયા: ચાવી મને આપો, ચાવી મને આપો. હું સૌથી સુખી છું. સૌ એમ ને એમ બોલવા લાગ્યા.

ઘણી ભીડ ત્યાં ઝામી પડી. હોહા, ને ધમાલ ને પડાપડી થઈ. એક બીજાના ડીલ પર ધસ્યા. બોલાચાલીમાંથી મારામારી થઈ. ઝપેટા ચાલવા માંડ્યા.

અબ્બાસ તો ગભરાઇ જ ગયો.

મહા મહેનતે લડતા રોકયા. બધાને કહે: તમે એક પછી એક આવો. મને તમારી હકીકત કહો. હું નકકી કરીશ. જે સુખી લાગશે તેને ચાવી આપી દઇશ.

એક પછી એક, ત્રણસો ચારસો આવીને હકીકત કહી ગયા.

પણ એટલેથી પતે શાનું ? લોક તો વધતું ને વધતું જ જાય. ભીડ જરા ઘટે નહિ. વળી પાછી મારામારી ચાલી. હવે તો બધાએ પેટારો ઝુંટવી જવાનું જ ધાર્યું. ને કર્યો ધસારો.

પણ અબ્બાસ પેટારા ઉપર ઉભો થઇ ગયો. મોટેથી બોલ્યોઃ ચાલો, બધા ચુપ થઇ જાવ. સુખી માણસ જડયો છે. તેને હું ચાવી આપું છું. તે પેટારો ઉઘાડશે.

બધા ચુપ થયા. પાસે એક કોઇ ઉલ્લુ ઉભેલો હતો. તે ઉલ્લુને અબ્બાસે ચાવી આપી. ઉલ્લુ તો રાજી રાજી થઇ ગયો. તેનાથી હસાઇ હસાઇ જાય.

મલકાતાં મલકાતાં તેણે ચાવી લગાડી. કળ ફેરવી. પેટારાનું ઢાંકણું ઉઘાડયું.

ત્યાં તો ઓહોહોહો ! પેટારામાં બધા પથરાજ પથરા. નાના પથરા ને મોટા પથરા ! ગોળ પથરા ને ચોરસ પથરા. પથરા સિવાય બીજું

કાંઇ યે ન મળે !

ઉપર ફક્ત એક ચિઠ્ઠી હતી. તે પર લખેલું:

અલ્યા બેવકૂફ ! તું તો સૌથી સુખી છે. ત્યારે આટલો લોભ શાનો રાખે છે ? જા, જા !

બધાએ પથરા જોયા. હોહા થઇ ગઇ. શોર બકોર મચી ગયો. છેવટે હસતા હસતા બધા ઘેર ગયા. પેલા ઉલ્લુભાઇ પણ રસ્તે પડ્યા !

આમ રશીદે સૌની કસોટી કરી !








ળવંતસિંહ રાજા તો ભલો, પણ જરા ચકરમ ખરો. એક ધૂન આવી કે ખલાસ. તેને છોડેજ નહિને ! તેની પાછળ ગાંડો ઘેલો થઇ જાય. ફાવે તે ખરચી મારે. પણ ધૂન ન છોડે.

એની એક ગમ્મતની વાત છે.

એક દહાડો ભાઇ બેઠેલા દિવાનખાનામાં. હાથમાં આરસી. તેમાં જોતાં જણાયું: હાં દાઢી વધી ગઇ છે. ઘણી વધી ગઇ છે. બોડાવી નાંખવી જોઇએ.

પ........ણુ !

એક મોટું પઅઅઅણુ થયું. એને યાદ આવ્યું કે ગઇ વેળા દાઢી બોડતાં ભગલાએ લોહી કાઢેલું. જરા ઘા થઇ ગયેલો. તે બે દહાડા થોડું દુ:ખેલો પણ ખરો. એવા ભગલા પાસે હજામત કરાવેલી શા ખપની ? વળી લોહી કાઢે તો ?

રાજાજીએ તો નક્કી કર્યું: ભગલા પાસે ન બેસવું. રાજના સૌથી સારા હજામને તેડાવવો. તેની સાથે સરત કરવી કે લોહી ન કાઢે. પછીજ દાઢી બોડાવવા બેસવું.

વિચાર નક્કી થયો કે પછી વાર કેવી ? રાજા-જીએ બૂમ પાડી: એઇ કોણ છે ? હરમાનસિંગ—

જી હજૂર !—કહેતો એક સિપાઇ આવીને ઉભો રહ્યો.

હુકમ થયો: કારભારીને બોલાવો.

સિપાઇ ચાલતો થયો.

થોડીવારે કારભારી પધાર્યા. કોળા જેવું માથું, ગાગર જેવી ડુંડ. એમનું નામ ગણુપતિશંકર

ખાસ્સા ગણુપતિ જેવાસ્તો.

બળવંત રાજાનું બધું કારભારૂં એ કરે. એના જોડા પણુ એ શીવડાવે ને મુગટ પણુ એ બનાવે. બધો કારભાર એનો.

રાજા કહેઃ કારભારીજી! તમે તો બહુ ઉસ્તાદ છો. બધી વાતે જાણુકાર છો. ત્યારે એ વાત કહોને, કે આ ગામમાં સૌથી ચાલાક હજામ કોણુ ?

જી! આપનો હુકમ જોઇએ. ગામમાં તો સૌથી ચાલાક દયારામ હજામ ગણાય. એનો જોટો આખા રાજમાં ન જડે.

રાજા કહેઃ ઠીક, એને બોલાવો. હમણાં જ આવે. ઓજાર લેતો આવે. મારે હમણાં જ દાઢી બોડાવવી છે.

તરત માણુસ દોડયા. દયારામને ખબર થઇઃ રાજાજી બોલાવે છે, ચાલો જલદી. દયારામ તો રાજી રાજી! ઓહો, આજે તો રાજાને બોડીશું! વાહ ભાઇ! ફાવ્યા! સારૂં ઇનામ મળશે.

દયારામ ભાઇએ તો નવું નવું ધોતિયું પહેર્યું,



ડગલો ચઢાવ્યો. પાઘડી ઘાલી. પોટલું લીધું ને ચા........લ્યા!

એટલે એનો છોકરો કહેઃ બાપા, બાપા! ક્યાં જાઓ છો?

છોકરો બાર વરસનો. એનું નામ ચંપક.

દયારામ કહે: મહેલમાં. રાજાની દાઢી બોડવા.

છોકરો કહે: ત્યારે તો મને લેતા જાઓ. મારે મહેલ જોવો છે.

ચાલ ભાઈ, તું પણ ત્યારે—કહી દયારામે ચંપકને પણ સાથે લઇ લીધો.

બંને ચાલ્યા. મહેલે પહોંચ્યા.

રાજા પાસે જઇ સલામ કરી. ભોંય પર બેઠા.

રાજાજી કહે: કાં ? તારૂં નામ દયારામ કે ? બધા તારો જોટો નથી એમ કહે છે. તો હવે બતાવ તારી ચાલાકી. આજે તારે જ હાથે દાઢી બોડાવવી છે. બોલ, બરાબર બનશે કે ?

દયારામ તો ખુશ ખુશ થાય. હસીને બોલ્યો જી, આપની મહેરથી બધું થશે. હુકમ કરો.

રાજા હસ્યો. જરા મુંગો રહ્યો. પછી કહે: એ તો ઠીક. પણ એક શરત છે. દાઢી બોડવાની ખરી, પણ એક ટીપું લોહી ન નીકળવું જોઇએ. એ શરતે જ કામ કરવાનું. એક ટીપું પણ નીકળ્યું

તો તારૂં ડોકું અહિં જ ઉડાવી દઉં. બોલ શું શું કહે છે?

દયારામનું તો હસવું બધું ઉડી ગયું. બિચારાનું મ્હોં પડી ગયું. એ તો અસ્તરાનું કામ? કોઇ વાર સહેજ લાગી યે જાય! નક્કી કેમ કહેવાય?

તે બોલ્યો: મહારાજ! એનું તો કેમ કહેવાય........?

રાજા કહે: એ કંઇ હું જાણું નહિ. મારી વાત તો સીધી છે. આ કંઇ ગાંગા તેલીનું લોહી નથી કે વાડકો બે વાડકા ઢોળે તો યે ચાલે! આ તો રાજવંશી લોહી છે, રાજવંશી! તેનું ટીપું પણ નકામું કેમ જાય? તે જાય તો તારો જીવ પણ જાય. માટે ધ્યાન રાખ. ચાલ, હવે વિલંબ નહિ. શરૂ કર.

દયારામ તો ગભરાટમાં પડયો. જેમતેમ ચંપક પાસે અસ્તરો લીધો ને કામ ચાલુ કરે છે ત્યાં તો હાથ થરથર ધ્રુજે. પેટમાં ગભરામણ.



અસ્તરો ઉંચો કર્યો ન કર્યો ત્યાં તો પડયો નીચે ને કટકા થઇ ગયા !

રાજો તો એકદમ બરાડી ઉઠયો: એ અનાડી ! બેવકૂફ ! ચોરટા ! ઉભો થા !

ચંપક આ બધું ઉભો ઉભો જોયા કરે. ન બોલે ન ચાલે. પણ તેનો વારો આવ્યો. તે બોલી પડયો: મહારાજ, બાપુને જવા દ્યો. હું આપની

દાઢી બોડી આપું.

રાજા તો સડક થઈ ગયો ! આ બાર વરસનો બુચો બોલે છે શું ? એનો બાપ પાછો પડયો—ને એ શું ઘોળશે ? કદાચ જીંદગીમાં અસ્તરો કદિ વાપર્યો પણ નહિ હોય. છતાં તૈયાર છે ! ખરી હિંમત, ભાઇ !

પછી મોટેથી રાજા કહે: હા હાહાહા, બોલવું તે તો બોલ્યા ! પણ ખબર છે, સહેજ લોહી નીકળે તો શું થશે તે ?

જી, હા, મહારાજ. આપ મને મારી નાંખજો.

દયારામ બોલી ઉઠયો: મહારાજ, એ તો નાદાન છે. એની પાસે માં બોડાવશો. એણે કે'દિ અસ્તરો ઝાલેલો ? અરે, આપની દાઢી કાપીકૂપી નાંખશે ! જવા દો, જવા દો, મહારાજ !

પણ છોકરો જબરો તો ! એ તો લીધેલું છોડે જ નહિ. ને વળી રાજા પણ ચોંટયો. તે કહે: બસ, હું યે એની જ પાંસે બોડાવીશ. જોઉં, એ કેટલા પાણીમાં છે ! તું તો સાવ બાયલો દેખું ! અસ્તરો જ ભાંગી નાંખ્યો !

રાજાનો હુકમ; એની ઉપર બીજી વાત કેમ ચાલે? ચંપકે તો બીજો અસ્તરો કાઢયો, ને છોલવાનું શરૂ કર્યું. એ તે દાઢી બોડતો હતો? નારે ના! જાણે હળ હાંકે! જાણે દુધી છોલે, રતાળુ છોલે. સડસડ સડસડ અસ્તરો ચાલે! રાજાનો ગાલ તો ચમચમ થાય! બળતરાનો પાર નહિ! પણ કશે લાગ્યું નહિ. ઘા ન થયો. લોહી ન નીકળ્યું.

એમ કરતાં દાઢી બોડાઇ રહી. રાજાએ આરસી લીધી. અંદર જોયું. તપાસ કરી કે કશે લાગ્યું છે? ના ભાઇ, કશે ય ન મળે! ગાલ તો એના જાણે ભડભડ બળે. પણ લોહીનું નામ નહિ.

એટલે રાજા હસીને કહેઃ શાબાશ, છોકરા શાબાશ! બલિહારી તારી હિંમતને! તેં રંગ રાખ્યો. પણ અલ્યા, તને જરાયે બ્હીક ન લાગી? સહેજ લોહી નીકળે તો જાન જશે એમ ડર ન થયો.

ચંપક કહેઃ એ ન કહેવાય. વાત ખાનગી છે. તમે મને કંઇ કરો નહિ એ શરતે કહું.

રાજા કહેઃ બોલ. જા. તને બધું માફ છે.

ચંપક બોલ્યોઃ એમાં ડરવાનું શું ? મારો જાન તમારા હાથમાં ક્યાં હતો ? ઉલટું તમારો જાન મારા હાથમાં. સહેજ લોહી નીકળત તો આપને સાજા જ શા સારૂ રાખત ? મારી ગરદન ઉડાવવાની ફુરસદ જ તમને ન મળત ! સૌ ધારતે કે છોકરાથી ભૂલ થઇ ગઇ—અસ્તરો સજડ લાગી ગયો !

વાત સાંભળી રાજા થરથર ધ્રૂજી ઉઠયો ! આ છોકરો જબરો ભાઇ ! બાપ રે, આ તો સહેજમાં બચી ગયા. નહિ તો મરવાનો જ સોદો હતો ! આ અનાડી છોકરાથી સહેજ લોહી નીકળ્યું હોત તો પુરા જ થઇ જવાત ! ને મારી ધૂન પણ અવળી નીકળી જતે !

રાજા નજીવી બાબત પર મોટી સજા કરવાનું તે દહાડાથી ભૂલી ગયો. એનું ચકરમપણું પણ ઉડી ગયું !






ગોકળ આઠેમનો મેળો. સુરતમાં ભરાય.

મેળો જોવા બાલુ ને એના બાપુ નીકળ્યા.

બાલુ દશ વરસનો હતો. મેળો જુએ જુએ ને હરખાય.

બાલુને બૂટ લેવાના હતા. મેળામાં એક ઠેકાણે બૂટની દુકાન હતી. ભીડ ઘણી હતી. પણ બાલુને બૂટ લેવાના હતા. એટલે ધમાલમાં પણ બંને ત્યાં ઉભા.

બાલુ કહેઃ બાપુ મને આ લાલ બૂટ જોઇએ.

બાપુ કહેઃ એ બૂટ પહેરીને કંઇ નિશાળે

જવાય ? તું તારે પેલા કાળા લેને ?

દુકાનવાળાએ તો જાત જાતના બુટ ભેગા કર્યા. બાપુને બતાવવા માંડ્યા.

બાલુ કહે: બાપુ, મને તો લાલ જ અપાવોને, ! લાલ બુટ સારાં છે.

બાપુ કહે: ના, ના. કાળા જ સારા છે. એ લે. કિંમતમાં પણ સસ્તા હશે.

બાલુએ લાલ પહેરી જોયા. એને બહુ ગમ્યા. કાળા પણ પહેરી જોયા. પગમાં બરાબર બેઠા. પણ એને ગમ્યા નહિ.

બાપુ કહે: ના, ના. કાળા જ લ્યો. એ ભાઇ, એની કિંમત શું છે ?

દુકાનવાળો કહે: બે રૂપિયા ચાર આના.

બાલુ પુછે: ને આ લાલની ?

દુકાનવાળો કહે: એના તો ત્રણ રૂપિયા દશ આના બેસે.

બાપુ બોલ્યો: અમે તો કાળા જ લઇશું. લ્યો આ દશની નોટ. અમને જોડા બાંધી આપો.

બાકીના પૈસા પાછા આપો.

દુકાનવાળો કહે: ઉભા રહો શેઠ. હું બાકીના પૈસા જોડેની દુકાનેથી લાવું. એઇ છોકરા, શેઠને આ જોડા બાંધી આપ.

દુકાનવાળાનો નોકર છોકરો ત્યાં આવ્યો. બૂટોનો ઢગલો સમો કર્યો. કાગળ લાવ્યો ને બાલુને માટે બૂટનું બંડલ બનાવ્યું.

દુકાનવાળો પાછો આવ્યો. સાત રૂપિયા બાર આના ગણીને બાપુને આપી દીધા. બાલુએ બંડલ લીધું. બાલુ ને બાપુ બે ચાલ્યા.

આગળ જતાં બાપુ કહે: જોને કીકા, લાલ બૂટ તો કેટલા મોંઘા ! એ તો પૈસાવાળા હોય તે પહેરે.. આપણે કંઇ પૈસાવાળા છીએ ?

બાલુ મુંગો રહ્યો. કંઇ બોલ્યો નહિ.

એટલામાં સુરજ ઢંકાઇ ગયો. વાદળાં નીકળ્યાં. ઘનઘોર વાદળાં. વરસાદ તુટુંતુટું થઇ રહ્યો. જાણે હમણાં જ ધમધમ તૂટી પડશે.

બાપુ કે બાલુ પાસે છત્રી નહોતી.

બાપુ કહેઃ ચાલ, ભાડુતી મોટરમાં બેસી જઇએ. એક એક આનો લાગશે. ચોકમાં ઉતરી પડશું. ત્યાંથી ઘેર ચાલીને જઇશું.

બંને જણા મોટરમાં બેસી ગયા. મોટરમાં પણ ભીડ હતી. કેટલા ચઢે ને કેટલા ઉતરે. એ ધમાલમાં બૂટનું બંડલ પડી ગયું. બાલુને ધ્યાન રહ્યું નહિ.

મોટર સડસડ ચાલી. થોડી વારે બાપુ પૂછેઃ બાલુ, પેલું બંડલ ?

બાલુએ આમ તેમ જોયું. બંડલ મળે નહિ. તેનું મ્હોં વીલું પડી ગયું. બાપુ સમજી ગયા, કે ક્યાંક પડી ગયું. તેણે તુરત મોટરવાળાને કહ્યુંઃ એઈ એઇ, મોટર બંધ રાખ. અમારૂં બંડલ પડી ગયું.

મોટર ઉભી રહી. બાલુ ને બાપુ બે ઉતર્યા. શોધતા શોધતા પાછા ચાલ્યા.

જરા જરા છાંટા પડવા માંડ્યા હતા.

મોટરને રસ્તે જોતા જોતા ગયા. જ્યાંથી

બેઠા હતા ત્યાં સુધી ગયા, પણ બંડલ કંઇ દેખાય નહિ. બંને વિચારમાં ને વિચારમાં ઉભા રહ્યા.

પછી બાપુ કહે: હશે હવે. હું શું કરૂં ? તારે ઉઘાડપગા જ નિશાળે જવું પડશે. હવે તો આવતે વરસે નવા જોડા લેવાશે. ત્યાં સુધી કંઇ નહિ. ચાલ.

પણ બાલુનું મ્હોં લેવાઇ ગયું હતું. તે તો ચાલે જ નહિ. તેની આંખમાંથી બે આંસુ ડબડબ પડ્યા.

બાપુ કહે: ચાલ હવે. ચાલ. ઉભો શેને રહ્યો ? ચાલ, ઘેર ચાલ્યા જઇએ. માથે વરસાદ ગાજે છે તે જોતો નથી !

બાલુ રડી પડ્યો. જેમતેમ બોલ્યોઃ બાપુ, મારી ભુલ થઇ. બંડલમાં તો લાલ જોડા હતા. કાળા નહિ. પેલા છોકરાએ ભુલમાં ને ધમાલમાં લાલ જ બાંધી દીધા. તે આમ ખોવાઇ ગયા.

હવે તો ચાલો દુકાનવાળાને ત્યાં. તેના વધારાના પૈસા આપી આવીએ. મને બુટ વગર

ચાલશે. બે વરસ ચાલશે. પણ એને કંઇ ઠગાય? ચાલો પાછા.

બાપુ મનમાં મુંઝાયા. પણ રાજી રાજી થયા.

બાલુની સચ્ચાઇ એને ગમી. બોલ્યા: એમ હતું? પહેલેથી બોલવું'તું ને? છોકરાને બાંધતાં કેમ ન અટકાવ્યો? હશે, ચાલ. આપણાથી ખોટું કેમ થાય? ચાલ, એને એક રૂપિયો બે આના આપી આવીએ. એ બિચારાને નુકસાન કેમ થવા દેવાય?

બાપુ ને બાલુ બંને દુકાને ગયા. બાપુએ બાલુને પૈસા આપ્યા. બાલુ દુકાનમાં ગયો. દુકાનવાળાને બધી વાત કરી. પૈસા ગણી આપ્યા.

દુકાનવાળો કહે: ભલે શેઠ! ઘરાક હો તો તમારા જેવા જ હજો!

એ પૈસા ગણતો હતો એવામાં એક સિપાઇ ત્યાં આવ્યો. તેની સાથે એક કાળો સરખો માણસ હતો. તેને સિપાઇ ઘસડતો હતો. કાળો માણસ ચીંથરેહાલ હતો. તેના હાથમાં એક બંડલ હતું.

સિપાઇએ પૂછ્યું: હાજી કાસમ નુરમહમદ



બૂટવાળાની દુકાન આ કે?

દુકાનવાળો કહેઃ જી, જમાદાર. ક્યા હૈ?

સિપાઇ બોલ્યોઃ જુઓ, આ બંડલ તમે બાંધેલું છે? ઉપર તમારી છાપવાળો કાગળ છે. આ માણસ બંડલ લઇ જતો હતો. શક પરથી

એને પકડયો છે.

એ પેલું બાલુવાળું જ બંડલ તો !

દુકાનદાર કહેઃ હા, હા ! એ અમારૂં જ બંડલ ! આ છોટા શેઠ બંધાવી ગયેલા.

બાલુ પણ એ બંડલ જોઇ કૂદી ઉઠયો બાપુ પણ અંદર આવ્યા.

દુકાનદારે બંડલ છોડયું. અંદર પેલા લાલ જોડા બરાબર હતા.

દુકાનદાર કહેઃ જાઓ જાઓ જમાદાર ! એને છોડી દો. એ કંઇ ચોર નથી. બંડલ રસ્તે પડી ગયેલું. તે જ એણે લીધેલું.

સિપાઇ ને પેલો રસ્તે પડયા.

પછી દુકાનદારે બાલુને કહ્યું: દોસ્ત ! લે આ તારા પૈસા ! ને જા, તને લાલ જોડા ભેટ આપું છું. લાલ ને કાળા બંને જોડા તારા.

એમ કહી બંનેનું બંડલ બાંધી આપ્યું.

બાલુ તો રાજી રાજી. પણ બાપુ કહેઃ ના, અમારાથી લેવાય નહિ.

દુકાનવાળો કહે: ન કેમ લેવાય? હું આપું છું. ગોકુળ આઠમની ભેટ. એ મારો ય ભત્રીજો છે ના?

હવે બાપુ શું કહે?

બાલુ ઘેર આવ્યો. બાને બંડલ આપ્યું. બા પૂછે: આ બે જોડ કેમ?

બાલુએ બધી વાત કહી.

માએ બાલુને છાતી સરસો ચાંપ્યો: જીવતો રહે દીકરા મારા! એમ ને એમ સાચો ચાલજે.



# ચાલાક ચોકીયાત

બંગાળામાં ત્રિપુરા કરીને જીલ્લો છે. એ જીલ્લામાં સરાઇલ નામનું ગામ છે. ત્યાં એક જાતના બચુકલા કુતરા થાય છે. એ કુતરાને ડીલે ઉન-ઉન જેવું હોય છે. દેખાવમાં ભારે બિહામણા. સ્વભાવ પણ એવોજ ખરાબ. શેઠ ને બીજા ખાસ પિછાનવાળા શિવાય બીજા કોઇને ગાંઠે નહિ. કરડી પણ બેસે એટલે એ કુતરાંને કેળવવાં મુશ્કેલ. લાંબા વખત સુધી સાંકળે બાંધી રાખવા પડે. પછી જ તેઓ નરમ પડે ને કહ્યાગરા થાય. તોયે શેઠ ને તેના કુટુમ્બીઓનેજ કામ લાગે. બીજાને તો દુઃખજ દે. એવા એક કુતરાની આ વાત છે.

મૈમનસિંહ જીલ્લો ને તેમાં રામનગર નામનું ગામ. એ ગામમાં ઉમાપ્રસન્ન સરકાર નામનો મા-

ણુસ રહે. એ ભાઇ છેક ગરીબ નહિ, તેમ પૈસા-વાળો પણ નહિ. સાધારણ સ્થિતિનો.

આ ઉમાપ્રસન્નભાઇનું લગન સરાઇલ ગામે થયેલું. એ લગન પછી એને એક છોકરો થયો. તે ૧૯ વરસનો થતાં બાપ પોતે મરી ગયો. કુટુંબમાં તે વેળા ફક્ત એક ગુમાસ્તો, એક નોકર, એક નોકરડી એટલાંજ—વધુમાં તો ખુદ ઉમાપ્રસન્નની વહુ ને તેનો છોકરો રમાપ્રસન્ન. બીજું કોઇ નહિ.

આ રમાપ્રસન્નને રમુ કહે. રમુ અવારનવાર સરાઇલ જાય. ત્યાં મામાનું ઘર ખરૂં કની? ત્યાં જાય ત્યારે મામા એને કંઇ ને કંઇ આપે. એક વાર મામાએ રમુને કુતરૂંજ આપ્યું. એ કુતરૂં પાળેલું હતું.

રમુ કુતરૂં લઇને ઘેર આવ્યો. કુતરાનું નામ ચાલાક ચોકીયાત પાડ્યું. રમુ નિશાળે જાય ત્યારે ચાલાક એની સાથે સાથે જવા કુદે. પણ એ તો સરાઇલનું કુતરૂં. વખતે બીજાં છોકરાને કરડી બેસે. એટલે રમુની સાથે મા એને જવા ન દે.

એને સાંકળ વડે બાંધી રાખે. ચાલાક બહુ કુદે-ચીસો પાડે, પણ પછી ધીરે ધીરે મુંગો થાય.

પણ ચાલાક ચોકી તો અચ્છી કરે. એને ધાકે કોઇ ભિખારી પણ રમુને ત્યાં ન આવે કોઇ સાધુરામ પણ ન આવે. ચોર તો ક્યાંથીજ આવે? કોઇ પણ અજાણ્યો આવે કે ચાલાક ધસ્યોજ છેને!

તે છતાં એક દહાડો ચોરી થઇ. સ્હવારે બધાં ઉઠ્યાં ને જોયું તો દિવાનખાનાના ઓરડામાં બાકોરૂં. પેટી ભાંગેલી ને પૈસા ગેબ. ઘરમાં ધમાલ મચી ગઇ. ચાલાક જેવો ચોકીયાત છતાં ઘરમાં ચોરી? કોઇ બાકું જુએ, કોઇ પેટી જુએ, કોઇ પૂછે કે પેટી બંધ હતી કે ખુલ્લી?

એટલામાં રમુએ જોયું કે ચાલાકભાઇ પેટી પાસે જઇ તેને નાક લગાડે છે. પેટી સુંઘે છે, પેટીવાળી જમીન સુંઘે છે. રહી રહીને સુંઘે છે. કેટલીક વાર સુધી એમ એણે સુંઘ સુંઘ કર્યું. ને પછી માર્યો કૂદકો ને નીકળ્યો ઘરની બહાર. ઘરની પાછલી બાજુ ગયો. ત્યાંની જમીન સુંઘી

ને ધીમે ધીમે ઓટલે ચઢયો.

રમુ પણ તેની પાછળ પાછળ ગયો. ને શું કરે છે તે જોવા લાગ્યો.

બીજી બાજુ ઘેર સૌ તપાસ કરે છે. પુછ-પરછ કરે છે. પડોશીઓ ભેગા થયા છે. સૌ નવાઇ પામે છે. ચાલાક ચોકીયાત હોય છતાં ચોરી થાય!

બધાં ઉઠેલાં, પણ એક જણ ઉંઘ્યાજ કરે. એનું નામ મથુરો—એ ઘરનું પરચુરણ કામ કરનારો નોકર. ઘરને પાછલે ઓટલે સૂતેલો. એની ઉંઘ ઉડેલી નહિ. આટલી ધમાલ મચેલી તોયે એ ઘોર્યાજ કરે. એ જાગતો આંખમીંચીને પડેલો કે ખરેખર ઉંઘતો હતો તે કોણ જાણે!

ચાલાકે તો ઓટલે ચઢીને મથુરાનું ડીલ સુંઘવા માંડયું. એ સુંઘતાં એને કંઇ કંઇ થયું. જાણે એકદમ અકળાવા લાગ્યો. ભસાભસ કરી મુકી. ઘરમાંથી બીજા માણસો પણ ત્યાં દોડી આવ્યાં. જુએ છે તો ચાલાકે મથુરાનું ખમ્મીસ મ્હોંમાં પકડયું છે ને ખેંચે છે. મથુરો તે તાણે છે પણ

એ છોડતો નથી. ઉલટો કરડવા જાય છે !

ઘરનાં માણસોએ મથુરાને કહ્યું: અલ્યા, ગ-ડબડ ન કર. એ શું કરે છે તે જોવા દે.

પછી મથુરાનું શું ચાલે ? એ ઉઠયો ને કુ-તરાને ખમીસ ખેંચવા દીધું. કુતરો ખમીસથી એને તાણે ને એ પાછળ પાછળ ચાલે. એમની પાછળ ઘરનાં માણસો. એમ બધું લશ્કર કુતરા પાછળ ચાલ્યું.

કુતરો તો ચાલ્યો ચાલ્યો જાય. એમ કરતાં એ દૂર ગામની બહાર નીકળ્યો. સૌ નવાઇ પામે પણ પાછળ જાય. એમ કરતાં જંગલ આવ્યું. જંગલમાં પેંઠા. થોડે દૂર ઝાડી હતી. ઝાડીની વચ્ચે થોડી ખુલ્લી જગા. તેમાં એક તાજો ખાડો જણાયો. ખાડો તાજેજ પુરી દીધેલો હતો. માટી જુદી પડી જતી હતી. જાણે આજેજ ખાડો પુર્યો ન હોય !

ચાલાકે ત્યાં આવી મથુરાને છોડી દીધો ને પગ વડે ખાડો ખોતરવા માંડયો. એટલે મથુરાએ

ત્યાંથી સરકવા માંડયું. એને સરકતો જોતાંજ ચાલાકે ભપ્પ દઇને એને ફરી પકડયો ને બે દાંત એવા માર્યા કે તે ત્યાંજ અટકી ગયો.

ચાલાકે પાછો ખાડો ખોદવા માંડયો. ઘરનાં માણસો પણ તુરત મંડ્યાં. થોડી વારમાં તો રૂપિયાની થેલીઓ દેખાઇ. રમુએ થેલી ગણી જોઇ. નાણાં બરાબર હતાં. એક પાઇ ઓછી નહિ કે વત્તી નહિ. પૈસા મથુરાએ ચોરેલા એ નક્કી હતું. મથુરાને દબડાવ્યો. તેણેય કબુલી દીધું, ને રડી પડયો. માફી માંગી. જૂનો નોકર એટલે પોલિસમાં ન સોંપતાં જવા દીધો. પણ નોકરીમાંથી રજા આપી.

તે દિવસથી ચાલાકભાઇનાં માન વધી ગયાં. સૌ કોઇ એનાં વખાણ કરવા લાગ્યાં.

(૨)

એમ કરતાં કરતાં રમુ મોટો થયો. પરણ્યો. એની વહુને એક છોકરો થયો. તેનું નામ માણેક પાડયું. છોકરો ચાંદ જેવો ગોરો, ફુલ જેવો કો-

મળ, ભારે દેખાવડો. સૌને એના પર બહુ વહાલ. ધીમે ધીમે માણેક છ મહિનાનો થયો.

જેઠ મહિનો હતો. સાંજ પડેલી. માણેક એક ગોદડી પર સૂતેલો. ઘરમાં કોઈ માણસ ન મળે. માણેકની મા ને રમુની મા બંને તળાવે ગયેલાં. રમુ પડોશીને ઘેર પાનાં રમે. માણેકની આસપાસ ચાલાક ફર્યા કરે, ચોકી કરે. ચાલાક હોય એટલે ઘરનાં માણસને કશી ચિંતા નહિ. માણેકના ડીલ પર એ માખી પણ ન બેસવા દે. પોતાની પુંછડી વડે ઉરાડી દે.

સાસુવહુ તળાવે ગયેલાં ત્યાં વાતે વળગ્યાં. વાત લાંબી ચાલી. આવતાં આવતાં મોડું થઇ ગયું.

એટલામાં ઘરના પાછલા ભાગમાંથી એક છ હાથ લાંબો સાપ પરસાળમાં ( માણેક સૂતેલો ત્યાં ) આવી લાગ્યો. એ સાપ ભારે ઝુરો. એને એ ભાગમાં આડીયલ નામથી ઓળખે. દેખાવમાં મગર જેવો દેખાય. શરીર પર પીળા રંગની ચીતરામણ હોય. એનું ચામડું બહુ મજબુત તેમાંથી

ત્યાંના લોકો સરસ જોડા બનાવે. એની પુંછડીજ બે હાથ તો લાંબી. પુંછડીને એક ઝપાટે એ દુશ્મનને સાફ કરી નાંખે. એવો એ ભયંકર સાપ. ધીરે ધીરે માણેકની ગોદડી તરફ જાય છે.

ચાલાકની એના પર નજર પડી. તરત ચમકી ગયો. સાપને એ ઓળખે. એની સાથે લઢવું એટલે જાનનું જોખમ. પણ કંઇ માણેકને મરવા દેવાય ? માણેકને બચાવ્યા વિના ચાલે ? ચાલાકે તો માર્યો કૂદકો ને પડયો સાપના ડીલ પર. સાપકુતરાની લઢાઇ શરૂ. ચાલાકે સાપને નખ વડે ચીરવા પ્રયાસ કર્યો. પણ એ તો મગર જેવો સાપ ! એનું ચામડું તો લોઢા જેવું. ચાલાકના દાંત કે નખથી એના પર કંઇ અસરજ ન થઇ.

પણ સાપના ઝપેટાનો ને એ ઝપાઝપીનો અવાજ થયો. ચાલાક પણ ભસતો જાય ને સાપને કરડતો જાય. સાપ એને ઝપેટા મારે. એનું શરીર સોરાઇ ગયું. ઠેર ઠેર લોહી નીકળ્યું. આ બધી ધમાલનો અવાજ સાંભળી રમુ ત્યાં આવી પહોંચ્યો.

એટલામાં રમુની મા ને માણેકની મા પણ આવી લાગ્યાં. એ બધાંને આવેલાં જોઇ સાપ પાછલે રસ્તે પાછો નાઠો. જંગલ તરફ દોડી ગયો.

પણ ચાલાક તો લોહી લુહાણ. ઠેર ઠેર ઘા થયેલા. સાપ જતાં જ એ હાંફતો હાંફતો પડી ગયો. તરફડવા લાગ્યો. ઘરમાં દોડાદોડ થઇ રહી. વૈદે ચાલાકને ઓસડ આપ્યું. પણ તે એને ગળે ન ઉતર્યું. રમુએ રોટલી લાવી નાંખી. તે ય એનાથી ન ખવાઇ. થોડી વારમાં તરફડતાં તરફડતાં ચાલાક મરી ગયો. પોતાના શેઠના છોકરાને બચાવવા એણે આમ પોતાનો જીવ આપ્યો. એના જેવો શૂરો બીજો કોણ હોય?

પરદેશના કુતરાઓની આવી ઘણી વાત આવે છે. પણ આ તો આપણા દેશના કુતરાની વાત છે. તદ્દન સાચી વાત છે.



# હાથીનું વેર

વિલાયતની વાત છે. ઘણાં વરસ થયાં.

મેળો ભરાયેલો. ત્યાં એક જાનવરખાનું પણ આવેલું. વિલાયતમાં તો હાથી થાય નહિ. ત્યાં એ નવાઈની વસ્તુ. એટલે જાનવરખાનાના હાથી, સિંહ, વગેરે જોવા લોકો ઘણા આવે.

આવનારાં જાનવરોને કંઇ કંઇ ખવડાવે પણ ખરાં.

એક જણે હાથીને મગફળીની શિંગ ખવડાવી. હાથીએ તે ખુશીથી ખાધી. તે રાજી થતો દેખાયો. તેણે કંઈ કંઈ ખેલ પણ કર્યા. સલામ કરી. એક પગે ઉભો રહ્યો. જાણે શિંગ ખાધાનો બદલો ન વાળતો હોય !

પછી પેલા ભાઇએ પાછી ટોપલી ધરી. તેમાં

બશેર ત્રણ શેર બીજી શિંગો હતી. હાથીએ તો રાજી થઈને તરત તેનો કોળીયો કર્યો. એક ઝાટકે બધી ખાઇ ગયો.

પણ ખાધી ન ખાધી ત્યાં તો એનું દુઃખ એકદમ વધી પડયું. તેણે તો બૂમ બરાડા પાડવા માંડ્યા. પછી દોડયો ને પાણીની ડોલ ખેંચી આણી. રખેવાળને આવીને ઇશારો કર્યો કે મને પાણી પા. રખેવાળ ઇશારત સમજી ગયો. તરત એણે ડોલ ભરી પાણી આપ્યું. હાથી ગટગટાવી ગયો. એમ બીજી, ત્રીજી, ચોથી-પાંચ સાત ડોલ પાણી પી ગયો.

પેલો ખવડાવનારો કહે: આ શિંગો ઊની બહુ હતી-ધગધગતી હતી. હાથી દાઝ્યો હશે!

રખવાળ કહે: હવે જા ભાઇ જા, તું રસ્તે પડ. નહિ તો હમણાં હાથી તને ફટકાવી પાડશે.

પેલો તરત પાછો ફર્યો ને ચાલવા માંડ્યો. વાત ખરી પડી. તેણે પુંઠ ફેરવી કે હાથીએ ધમ્મ લઈને પાણીની ડોલ તેના તરફ ઉછાળી. પેલો

સહેજમાં બચી ગયો ! હાથીએ એટલા જોરથી ને એવું સરસ નિશાન તાકીને તે નાંખેલી કે પેલાને લાગી હોત તો તે મરી જ જાત.

પછી વરસેક નીકળી ગયું. એજ ચીડીયાખાનું પાછું ફરતું ફરતું એજ ગામે આવ્યું. પેલો હાથી પણ હતોજ. ફરી પેલો ખવડાવનારો જોવા પણ આવ્યો. આ વેળા પણ એ બે જાતની શિંગ લાવેલો. ગરમ ને ઠંડી.

એણે બેચાર ઠંડી શિંગ હાથીને ખવડાવી. હાથી ખાઇ ગયો. પછી ગરમ કાઢી. પણ હાથીએ તે સુંઘી ન સુંઘી ત્યાં તો એકદમ એના પર ઝડપ મારી ને એનો ડગલો શૂંઢમાં લીધો. ને એને આખો ને આખો ઉછાળ્યો. નસીબજોગે ડગલો છૂટો પડી ગયો ને માણુસ જમીન પર અધમૂઓ થઇ અકળાયો. પણ પોતાના ચિંથરા જેવા લુગડાં સંભાળી એ જેમ તેમ ત્યાંથી નાઠો.

પછી હાથીએ શું કર્યું ? એણે તો પેલા ડગલાના ગજવા તપાસ્યાં. ઠંડી શિંગો ખાઇ ગયો.

ને ગરમને ચગદી કચડી તેના ભૂકા કરી નાંખ્યા. પછી ડગલાના ચિંથરા કર્યા ને પેલો માણસ ઠેઠ દૂર ઉભો હતો તેના શરીર પર ફેંકયા. લોકો ખડ-ખડ હસી પડ્યા. પેલો માણસ પછીથી એવી રીતે કનડવાની ખો ભૂલી ગયો.

હાથીની યાદશકિત બહુ સારી હોય છે.



## વાંદરાની ચાલાકી

જીબ્રાલ્ટરના ખડકો યુરોપને એક નાકે આવેલા છે. જીબ્રાલ્ટરની સામુદ્રધુની યુરોપ અને આફ્રિકાની વચ્ચે છે. એકવાર અહિં વાંદરાઓનો એક કિસ્સો બનેલો.

કેટલાક અમલદારે ત્યાં પડાવ નાંખ્યો. પછી તેમનામાંના કેટલાક દરિયા કિનારે ગયા; અને માછલા પકડવા માટે હોડીમાં બેઠા. હોડી થોડે દૂર લઇ જઈ તેમણે પોતાનું કામ શરૂ કર્યું.

માછલા પકડવાનો શોખ યુરોપમાં ઘણાને હોય છે.

પણ ત્યાં તેમને આફત આવી. કોણ જાણે ક્યાંથી પણ કાંકરા પડવા માંડ્યા. કોઇ તાકી તાકીને મારતું હતું. કોણ તે સમજાય નહિ. ક્યાંથી તે

દેખાય નહિ. પણ કાંકરા તો આવ્યા જ કરે.

આખરે કંટાળીને તેઓ ઉઠયા ને બીજે ગયા. ત્યાં તેમણે સુખે પોતાનું કામ કર્યું. થોડી વારે રણશિંગુ ફુંકાયું એટલે તેમણે ઝડપ ઝડપ હોડી કિનારે આણી, બાંધી, ને છાવણી તરફ દોડ્યા.

કેટલીક વારે તેઓ પાછા આવીને જુએ છે તો હોડી બીજે જ ઠેકાણે બાંધેલી હતી. મૂળ ઠેકાણે ન મળે.

કોણે એમ કર્યું હશે એ ન સમજાય.

પાછળથી વાત સમજાઇ. એક બીજા અમલદારે કહી. પેલાઓને કાંકરા કોણે માર્યા તે પણ સમજાયું. તે કહે: "એ તો વાંદરાના બચ્ચાં હતાં. તેઓ ખડક પાછળ સંતાયલા. તાકી તાકીને કાંકરા મારે. પછી થોડીવારે મોટા વાંદરા આવ્યા. તેમણે નાનાને કાઢી મૂકયા ને પોતે ત્યાં બેઠા ને જોવા લાગ્યા. તમે લોકો માછલાં પકડતા હતા તે એમણે ટગર ટગર જોયું. પછી તમે છાવણીએ ગયા, એટલે તેઓ દોડ્યા. હોડીમાં બેઠા. દોરડું છોડયું.

દરિયામાં થોડે દૂર ગયા. ગલ નાંખીને માછલા પકડવા માંડ્યાં. જ્યારે પકડાય ત્યારે મોટા મોટા અવાજ કરે, કૂદે ને નાચે. પછી થાકયા એટલે હોડી પાછી હંકારી. કિનારે આણીને બાંધી દીધી. મૂળ જગા ભુલી ગયા એટલે જગા ફેરવાઇ. ને પછી પકડેલી માછલીઓને લઇ ખડક તરફ દોડી ગયા !”

વાંદરાની ચાલાકીનો આ કિસ્સો તદ્દન સાચો છે.



## માછલીનો ઉપકાર

એક વેપારી વહાણમાં સફર કરે.

સફર ઘર તરફ હતી. પૈસો પુષ્કળ મળ્યો હતો. બધી દોલત વહાણમાં ભરી ને ભાઇ પાછા ફરતા હતા. વતન વિલાયતમાં હતું.

અગાધ દરિયે વહાણમાં બાકું પડ્યું. પાણી ભરાવા માંડ્યું.

વેપારી ગભરાયો. સૌ ગભરાયાં. હવે તો આવી જ બન્યું ! પાણીમાં જ સૌની કબર થવાની.

પણ માણસને જીવ વહાલો છે ને બચાય તો બચવું ખરું ને ? બધા ખલાસીઓએ પાણી ઝપાટાભેર કાઢી કાઢીને બહાર નાંખવા માંડ્યું.

રાત ને દહાડો કામ ચાલ્યું. પણ પાણી તો આવ્યા જ કરે. છેવટે તો મરવાના જ એમ સૌને થયું.

પણ એક દહાડો અચાનક પાણો અંદર આવતું બંધ થઇ ગયું. બધા નવાઇ પામ્યા. આનું કારણ શું ?

જુએ છે તો પેલું બાકોરૂં પુરાઇ ગયેલું. તેની અંદર એક માછલી એવી સજડ ભરાઇ ગયેલી કે પાણી આવવા જ ન પામે.

પછી તો ખલાસીઓએ બાકીનું પાણી વહાણમાંથી કાઢી નાખ્યું. વહાણ ઝપાટાભેર ચાલવા લાગ્યું. પેલા વેપારીની ખુશાલીનો તો પાર જ મળે.

દેશ પહોંચીને એણે માછલીનો ઉપકાર કાયમનો માન્યો. બ્રિસ્ટોલમાં એણે ધર્માદા નિશાળ સ્થાપી. એ નિશાળના નિશાળીયાઓ કાયમ પિત્તળની માછલીનો બિલ્લો લગાવીને ફરે છે. પેલી માછલી ડોલ્ફીન નામે ઓળખાતી જાતની હતી. તેથી આ બિલ્લા પર બરાબર ડોલ્ફીનનો જ આકાર કોતરવામાં આવે છે !

આવી રીતે એ માછલીનું સંભારણું કાયમ માટે થયું.



# વાઘભાઈનું વહાલ

એક વાર એક શહેરમાં એક સરકસ આવ્યું. સરકસમાં તો વાઘ ને વરૂ ને સિંહ ને હાથી ઘણા બધા. શહેરમાંથી લોકોના ટોળાં તેને જોવા આવે. સરકસવાળા બબ્બે પૈસા લે. અને સૌને વાઘસિંહ જોવા દે.

આ રીતે જાનવરખાનું જોવા માટે એક ખલાસીદાદા પણ પધાર્યા ને બે પૈસા આપી અંદર પેઠા.

ફરતાં ફરતાં એક મોટા વાઘના પાંજરા પાસે આવી પહોંચ્યા. પણ ત્યાં, એને જોઇને વાઘ તો કંઇ કૂદે, કંઇ કૂદે!

પેલા ખલાસીએ રખવાળને પુછ્યું: અલ્યા ભાઇ, આ આમ કૂદે છે કેમ?

તે કહે: કોણ જાણે ! ક્યાં તો એ બહુ ખુશ થતો હશે, કે બહુ ગુસ્સે થતો હશે.

પછી તો ખલાસીભાઈ પાંજરાની છેકજ પાસે ગયા. એટલે વાઘે ખૂબ પુંછડું પછાડયું ને બરાડા પાડવા માંડ્યા !

ખલાસીભાઇએ ધારી ધારીને જોયું તો તેને યાદ આવ્યું કે "હં ! આ તો પેલોજ વાઘ !" એક વાઘ એ ભાઇનીજ આગબોટમાં હતો. તે વેળા તેને ખવડાવવાનું કામ પોતે કરે. આમ વાઘની સાથે ઓળખ નીકળી. વાઘ કેમ બરાડે છે એ સમજાઇ ગયું.

પછી તો ખલાસી રખવાળને કહે: અલ્યા ભાઇ, આ તો મારો જૂનો દોસ્ત છે ! પાંજરૂં ઉઘાડ, હું એને જરા ભેટી લઉં.

રખવાળ તો કહે: ના, ના !

પણ ખલાસીભાઇ તો જીદ્દીનું ઝાડ ! તેમણે તો પાંજરૂં ઉઘડાવ્યું ત્યારેજ જંપ્યા. પછી અંદર પેઠા !

ને ત્યાં મળેલા લોકો તો ટગરટગર જોયાજ કરે.

અંદર પેંસતાંજ વાઘ તો એવો હરખાયો, એવો હરખાયો! ખુબ પ્રેમથી ભેટી પડયો. પુંછડી હલાવવા લાગ્યો. ખલાસીના પગ ચાટવા લાગ્યો. એમ કંઇ કંઇ લાડ કર્યા.

બધા લોકો તો જોયાજ કરે.

આખરે ખલાસી બહાર નીકળ્યો ને ઘર તરફ વળ્યો. તે વેળા વાઘભાઇનું રડતું મ્હોં જોવા જેવું હતું!

એ તો કંઇ રડે ને ચીસો પાડે!

જંગલી જાનવરો ખરેખર જંગલી કહેવાય ખરા?



# કેવી અકકલ !

વિલાયતની વાત છે.

એક બાઇને એવી ટેવ કે રોજ જોડા પહેરે તે તપાવીને પહેરે. બહાર જાય તે પહેલાં જોડા ચૂલા પાસે રાખી મૂકવાના. ત્યાં થોડી વાર પડી રહે પછીજ પોતે પહેરે ને બહાર જાય.

પણ એક દહાડો સખત ગરમી પડી. તડકો ધગધગતો હતો. ઉકળાટ ને ધામનો તો પાર ન મળે.

બાઇના નોકરે ધાર્યું: હવે આજે જોડા ન તપાવીએ તો ચાલશે.

બાઇ બહાર જવા નીકળતાં એણે જોડા લાવીને મુક્યાં—એમને એમ !

પણ બાઇ પાસે એક કૂતરો હતો. તેની ન-

જર પડી. નોકર પર તેને ગુસ્સો ચઢયો. તેણે તો એકદમ કૂદકો માર્યો. જોડા મોંઢામાં લીધા. રસોડે ગયો. ચૂલા પાસે મૂકયા. ત્યાં તેને થોડી વાર સુધી રાખી મૂકયા. ને પછી પાછા લાવ્યો.

લાવીને બાઇ પાસે મૂકયા. મૂકીને સામું જોયું; જાણે એમ કહેવાને કેઃ જુઓ, બાઇ! તમારો નોકર ભુલી ગયો. એ કામ મેં કર્યું!

કૂતરાને આપણી પેઠે બોલતાં આવડતું હોત તો?



# શિવાજીનો વાઘનખ

દિવાળીની રજા પડી. વીસ દહાડાની રજા. પરીક્ષા તો થઈ ગયેલી. કામકાજ કંઇ મળે નહિ. વિનુ ભરૂચથી આવેલો.

અમે બે ભાઇ તો ખરા જ. આમ અમે પાંચ જણ છાપાદાવ, કૂકડીદાવ કંઇ કંઇ રમ્યા કરીએ ને દહાડો પૂરો કરીએ. કંટાળીએ એટલે ઉખાણાં પુછીએ. પાનાનું જાદુ કરીએ. સભા ભરીને ભાષણ કરીએ. ને બહુ થાકીએ ત્યારે અમથા અમથા નાચીએ.

એવામાં એક દહાડો કિશોર આવીને કહે: બાબુ, બાબુ! મને તો કંઇ ગમતું નથી. આપણે નાટક કરીશું?

વિનુ, રમણ ને ઇશ્વર બેઠેલા હતા. સૌ કહે:

હા ભાઇ, એ ઠીક છે. ચાલો ચાલો, સૌ નાટક કરીએ.

પણ મેં કહ્યું: કરીએ તો ખરા. પણ શાનો નાટક કરીશું, તે તો કહો.

વળી ભાઇ કહે: પાછા પડદા જોઇએ, પોશાક જોઇએ, તલ્વાર જોઇએ, બીજું બધું જોઇએ. નાટક કંઇ એમ ને એમ થાય?

કિશોર કહે: જો ભાઇ, ધારીએ તો બધું થાય. નહિ ધારીએ તો કંઇ નહિ. નાટક તો ચન્દુના ભાઇએ એક બનાવેલું છે. તે આપવાને તૈયાર છે. શિવાજી વિષેનું નાટક છે. 'શિવાજીનો વાઘનખ' નામ રાખ્યું છે. ચાલી જશે.

બીજું પડદા વિષે: તને ચીતરતાં આવડે છે. ચન્દુને આવડે છે, પડદા કાગળના બનાવી કાઢવાના. નીચે લાકડીઓ ચોંઢીશું. બે બનાવવાના. એક તું ચીતરજે ને એક ચન્દુ ચીતરશે. એક પર મહેલ ચીતરજો ને એક પર પહાડ ને દરિયો. એટલે ચાલી જશે. બહુ થયું.

પોશાક તલ્વાર બધું ભેગું કરીશું. વળી બે

પાંચ રૂપિયા ભેગા કરી કાઢીએ. તેમાંથી બાકીનો ખરચ થશે; એમ ને એમસ્તો. સૌની મદદ હોય તો થાય.

ત્યારે મેં કહ્યું: હા હા, કરીશું, કરીશું. તું ચન્દુને બોલાવી લાવ. ને એના ભાઇને પણ તેડી લાવ. એટલે બધા મળી વિચાર કરીએ.

કિશોર કુદતો કુદતો આવ્યો. સાથે ચન્દુ, ચન્દુનો ભાઇ મનસુખ તથા બીજા પણ એના ફળીયાના બે ત્રણ છોકરાને લેતો આવ્યો. અમે મળી નાટકસભા ભરી. બધાએ વિચાર કર્યો. કોણ શું શું લાવશે તેની યાદી કરી. એક છોકરા પાસે તલ્વાર હતી. એકની પાસે બન્દુક હતી. લુગડાં તો તુરત મળી શકે તેમ હતું. બીજું ત્રીજું કંઇ જોઇએ તે માટે અમે પૈસા પણ ભેગા કર્યા. મેં ને ભાઇએ અમારા છ આના આપ્યા. બીજા કોઇએ ચાર આના, કોઇએ બે આના ભર્યા, એમ દોઢેક રૂપિઓ ભેગો થયો.

પછી સવાલ આવ્યો. નાટક કરીશું ક્યાં ?

કંઇ સારૂં ઠેકાણું જોઇએ. જ્યાં કોઇ ડખલ ન કરે, કોઇ ધમકાવે નહિ એવું જોઇએ. નહિ તો બધી મહેનત ધુળ જાય. એ માટે સૌ વિચારમાં પડ્યા. કિશોર પણ એ વિષે કહી ન શક્યો. ચન્દુ કહે: ભાઇશાબ! એ કામ મુશ્કેલ, મારે ત્યાં તો બને જ નહિ.

મેં કહ્યું: અમારાથી પણ એ બાબતમાં કંઇ નહિ બને. પણ કિશોરના ફળીયાનો એક કાન્તિ કરીને છોકરો હતો તેણે એ બીડું ઝડપ્યું. તે કહે: મારાં ફોઇનું ઘર છે. ફોઇ હાલ જાત્રાએ ગયા છે. મહિનો માસ આવવાના નથી. ચાવી મારે ત્યાં છે. બા પાસે હું તે લઇશ. ઘર મોટું છે. ત્યાં નાટક કરીશું. ત્યાં કોઇ બીજું ત્રીજું આવવાનું નથી.

કિશોર ઉછળી પડયો: બસ, ત્યારે તો કામ ફતેહ.

પછી બધાએ પાઠ લઇ લીધા. હું થયો શાહજી. ભાઇને તાનાજીનો પાઠ આપ્યો. ચન્દુ શિવાજી થયો. અફઝુલખાન થવાનું કિશોરે કબુલ

કર્યું. પડદા ચીતરવાનું શરૂ થયું. પાઠ ગોખવા માંડયા. કાળી ચૌદસને દહાડે નાટક રાખ્યો.

મારી પાસે બાપાજીનો જુનો રબરસ્ટાંપ હતો. તે કાર્ડના ટુકડા પર લગાવ્યો ને ટિકીટ બનાવી. લાલ ટિકીટના બે પૈસા. ધોળી ટિકીટનો એક પૈસો. ફળીયામાં ટિકીટો વેચી. ટિકીટ તો પચ્ચીસ ત્રીસ ખપી ગઇ. બધા નાટક જોવા એકેપગે થઇ રહ્યા.

ધનતેરસ આવી લાગી. પાઠ બધા તૈયાર છે. અમે એક વાર ભજવી જોવાનું નક્કી કર્યું. બધા આવ્યા. કાન્તિની ફોઇના ઘરમાં ભેગા થયા. પડદા ગોઠવ્યા અને પાઠ ભજવી ગયા. સૌને લાગ્યું કે ખેલ અચ્છો થશે.

કાળી ચૌદશે બપોરે બે વાગાથી ખેલ હતો. ભાગ લેનારાને સૌને જમીને બાર વાગે ત્યાં બોલાવેલા. બધા આવી ગયા. સીનસીનેરી ગોઠવાઇ ગયાં. પડદા ટાંગેલા તૈયાર હતા. એટલામાં મેં કહ્યું: અલ્યા!ભાઇ બધા તો છો, પણ કિશોર ક્યાં છે?

બધાએ જોયું તો કિશોરજ ન મળે. એક

જણુ એને ઘેર દોડયું. કિશોર પથારીમાં સૂતેલો. એને સસડીને તાવ આવેલો. ધનતેરસની લાપશી નડી, કે કોણુ જાણે! પણ પથારીમાંથી ઉઠાય તેવું નહોતું!

આ તો ભાઇ ખરા ભોગ લાગ્યા! છેલ્લી ઘડીએ હવે અફઝુલખાન કોને બનાવીએ?

અમે તો મહા વિમાસણમાં પડ્યા. અફઝુલખાન વિના નાટક પણ કેમ થાય? ટિકીટો વેચેલી તેનું શું?

આખરે મે કહ્યું: મારા ફળીયામાં શિવલાલ કરીને છોકરો છે. એ ચાલશે. અફઝુલખાનમાં કંઇ ખાસ ગોખવાનું છે નહિ. થોડું ઘણું એ ગોખી લેશે. બાકીનું આપણે પડદા પાછળથી ધીમે ધીમે બોલીશું એટલે ચાલશે.

બધા કહે કેઃ હા ભાઇ, તેમ તો તેમ.

હું શિવલાલને બોલાવવા દોડયો. શિવો જમવા બેઠો હતો. પહેલો કોળીયો તે મોંઢે મૂકે ન મૂકે ત્યાં હું પહોંચ્યો. મેં તેને વાત કરી. તે જરા

આડા સ્વભાવનો હતો. અમારા બધાની સાથે તેને બહુ હળતું નહિ. તેણે તો માથું ધુણાવી ના જ કહી. મેં બહુ આગ્રહ કર્યો. એટલામાં બીજા એક બે જણ આવી લાગ્યા. અમે તેને હાથે પગે લાગ્યા, ત્યારે તે મહા મહેનતે તૈયાર થયો. તેને પાઠ આપ્યો ને કહ્યું: ગોખાય તેટલું ગોખજે. નહિ તો પડદા પાછળ બોલાય તેટલું સાંભળી સાંભળીને બોલવાનું છે.

જેમ તેમ બે પાંચ કોળીયા તેણે ખાધા ન ખાધા ને અમે તેને લઇને દોડ્યા, કાન્તિની ફોઇને ઘેર. એ દરમ્યાન એક વાગી ગયો હતો. ટિકીટ લેનારાઓ આવવાની દોડધામ શરૂ થઇ ગઇ હતી. અમે બધા પડદાની પાછળના ઓરડામાં ભરાયા. બધાંએ કપડાં પહેર્યાં એટલે પહેલી ઘંટડી થઇ. પછી બીજી ને ત્રીજી ઘંટડી થતાં જ પડદો ઉપાડી ખેલ શરૂ કરવામાં આવ્યો.

છેક છેલ્લો પ્રવેશ અફઝુલખાનના વધનો હતો. શિવાજી ચન્દુ થયેલો. ચન્દુ જરા જાડો હતો. પણ

એનું મ્હોં લંબાચું હતું. તેથી એને શિવાજી બનાવેલો. છેલ્લો પડદો ઉપડતાં એની ને શિવાજી-અફઝુલખાનની મુલાકાત શરૂ થઈ. શિવો પાછળથી સાંભળી સાંભળીને બોલતો. ચન્દુ ગોખેલું સડસડાટ બોલતો. એટલામાં ફટ દઈને ચન્દુએ-શિવાજીએ અફઝુલખાનને માર્યો હડસેલો ને ભોંય પર નાંખ્યો ને તેની છાતી પર ચઢી બેઠો અને ખખડાવીને એનો પાઠ એ બોલ્યો: દુષ્ટ! નરાધમ! મ્લેચ્છ! આજે સમજી લે કે તારો કાળ આવ્યો છે. તમે યવનો અમારી માતૃભૂમિને ચૂસી ખાવા—

ચન્દુનો થથરાવનારો એ ઘાંટો ને બોલવાની પદ્ધતિ વીરરસ ભરેલાં હતાં. અમારા જોનારાઓ તેથી ખુશ થતા હતા ને તાળીઓ પાડતા હતા. ને "વાહ વાહ! ધન્ય ધન્ય" બોલતા હતા! એથી કે ચન્દુના મોટા ઘાંટાથી કે ગમે તેમ, પણ શિવલાલને વહેમ પેઠો કે આ બધા મારી મજાક બનાવવા અને મને ફટકાવવા ખાતર જ અહિં પકડી લાવ્યા છે. તે તો મારી કુદાકડો ને ઉભો થયો.

ચન્દુને તમાચો મારીને હેઠે નાંખ્યો, એક લાત લગાવી, એક લાત પાછળના પડદાને લગાવી ને કુદકો મારતોકને નાઠો તે ઠેઠ ઘર બહાર. ને બહાર જઇને એણે ગબરડી મૂકી. ચન્દુનું શિવાજી-પણું બધું ઉલટપાલટ ને ધુળધાણી થઇ ગયું. તેના ગાલ રાતા રાતા થયા. લાત સખત લાગી. બીજી બાજુ જોનારાઓ હુરિયો હુરિયો કરી પડદા-પર તુટી પડ્યા. પડદા બધા ચિંથરેહાલ થઇ પડ્યા. મહા ધમસાણ મચ્યું, જાણે પાણીપતની લડાઇ. જેમતેમ મામલો ઠંડો પાડ્યો, અને બધાને વિદાય કર્યા. સારે નસીબે કાન્તિની ફોઇની કોઇ વસ્તુને નુકસાન થયું ન હતું.

પાછળથી ખબર પડી કે આગલી હોળી વખતે શિવાની ટોળીવાળા અને ચન્દુની ટોળીવાળા લડેલા તે વખતે ચન્દુએ શિવાને થોડો મેથીપાક આપ્યો હતો. શિવાએ બધો તાલ બગાડ્યો તેનું એક કારણ એ પણ હતું !

આમ અમે નાટક ભજવ્યું !

સચિત્ર બાળવાર્ષિક





# મધપૂડો



આ જે જ

રસભરી કવિતાઓ........
ટુચકાઓ...............
પરીઓની વાતો.........
વિજ્ઞાનની રમૂજો.........
નવી નવી રમતો.........
ઇતિહાસકથાઓ..........
પ્રેરક ચરિત્રો, સમસ્યાઓ
કોયડા....................
અને......................
એવું બીજું ઘણુંયે.......
વળી પાને પાને.........
ચિત્રો તો ખરાંજ.

૦—૧૨—૦

વ સા વો

ગાં ડી વ